રસીલા જીજ્ઞાસુઓને માટે

સંગીત

# જડભરત આખ્યાન.




રચનાર તથા છપાવી પ્રસિદ્ધ કરનાર

જોશી જયરામ રવજી ભાગલીઆ.

ઠો. મુંબઇ બહારકોટ કાંદાવાડીના નાકા ઉપર

શેઠ ધરમસી ભવાનજીના માલામાં.



સંવત ૧૯૬૯ કીંમત રૂા૦ ૦-૧-૦ સને ૧૯૧૩

આવૃત્તિ ૧લી પ્રત ૨૦૦૦

ધર્મ વિજય પ્રીન્ટીંગ પ્રેસ પાયધોની નં. ૫૭૨ માં

ડુરજીવન ભગવાને છાપ્યું.

## અર્પણ પત્રીકા



# શ્રી લક્ષ્મિનારાયણના ચર્ણમાં.

# પ્રસ્તાવના.



મનુષ્યની વૃત્તિ અંતઃસમયમાં જે સ્થળે દ્રઢ થઇ રહેલી હોય તે ઠેકાણે પ્રભુ ફરીથી જન્મ આપે છે તે બાબતમાં ગીતામાં કહ્યું છે કેઃ-

यं यं वापि स्मरन्भावं त्यजत्यंते कलेवरम् ।
तं तमे वैतिकौंतेय सदातद्भाव भाविता ॥

અધ્યાય ૮ મો શ્લોક ૬ ઠો આ વાકયોના અનુસારે સર્વ કાલ-માં પ્રભુચર્ણે ચિત્ત રાખવાનું કહ્યું છે. આ લઘુ ગ્રંથમાં જડ-ભર્તનું એક સુંદર ચરિત્ર વર્ણન કરવામાં આવેલું છે જેનો લક્ષપૂર્વક અભ્યાસ કરવાથી અથવા વાંચવાથી ખોટા વ્યવહારીક સ્નેહનો ઉપયોગ કદી પણ જીવ કરનાર નથી તેથી છેવટે તે જીવન મુક્ત થાય છે એમાં કંઇ પણ સંશય નથી એવું આ ગ્રંથ વાંચનારના ધ્યાનમાં આવ્યા વગર રહેશે નહીં એવી અમારી ખાત્રી છે એજ.

લી૦ જોશી જયરામ રવજી ભાગલીઆ.

ગ્રંથ કર્તા.

# સંગીત જડભરત આખ્યાન.



૧

## ગણપતિ સ્તુતી.

શ્રી ગજાનના સુષક વાહના, સુંદર ગજવદન શ્રેષ્ટ છો અતી ઘણા.
ટેક૦

સાહ્ય થજો નિજ સેવકને, કરિ રહ્યો સ્તુતી હું આજ;
પ્રિય ગવરીના પુત્ર દાસપર, કૃપા કરો મહારાજ. શ્રીગજાનના.
શુભ ચરિત્ર હું નવિન વર્ણવું, સાંભળતાં સુખ થાય;
મનના ક્લેશ મટી સત્વર, સૌ રહે સદા સુખ માંય. શ્રીગજાનના.
રહિત લોચને કથન કરૂં છું, નીત્ય પ્રભુ ગુણ ગાન;
જયરામદાસ પર કૃપા કરીને, ઘો વિદ્યા ગુણ દાન. શ્રીગજાનના.

---

૨

## સારદા સ્તુતી.

### કવાલી.

દયાળુ માત તું મારી, શરણ હું છું સદા તારી,
ધરૂં નહિ ધ્યાન જો પ્રીતે, થશે કલ્યાણ કૈ રીતે;
દયા દિલમાં, રહ્યા ધારી. શરણ૦

વિવેકી છો વડી માતા, અનાથોનીજ તું ત્રાતા;
પ્રતાપી છો, મહા ભારી. શરણું૦

વિયોગી જે થશે તારો, ધરેશિર કાષ્ટનો ભારો;
ભરે નેત્રો, વિષે વારી. શરણું૦

કહે જયરામ હે જનુની કરો ત્રપ્તી;
હવે મનની, મુકાવો દુષ્ટ લાચારી. શરણું૦

---

૩

## ભરત ચરીત્ર.

રાગ માઢ.

છુટયા છે નહિ મોહ પાસથી, જીવ જાણી લેતું જરૂર;
જીવ જાણી લે તું જરૂર, સ્નેહ વિષે થયા ચકચુર. ટેક૦
દ્રષ્ટાંત જોવું જો હોય તો, ભાઇ વાંચો આ ઇતિહાસ.
ભર્તજી જેવા મહા જ્ઞાનીએ, ભોગવ્યો અતીશય ત્રાસ રેજીવ૦
ધ્યાન જે સ્થળે રહે જીવનું, શુધ્ધ તેવું તે બની જાય;
રાધા કૃષ્ણુના પદપંકજે, રહો સ્મરણુ મારૂં સદાય. રેજીવ૦
જયરામના ઇષ્ટનું નીરંતર, જે ધરે નર ધ્યાન;
જન્મ મર્ણુના ભયથી નકી, જન છુટશે નીરવાણુ. રેજીવ૦

---

૪

## (સ્થળ) નદીનો કીનારો.

મૃગલીનો ગર્ભપાત થતાં તેણીએ કરેલી પ્રભુની પ્રાર્થના.

રાગ પીલુ.

રે પ્રભુ શી આ દશા થઇ મારી, કળી ન શકયું ગતી કોય
તમારી. રે પ્રભુ૦
હું જલ પીવા અહિં શિદ આવી, ગર્ભ મારૂં મેં તો દિધું
ગુમાવી. રે પ્રભુ૦
જલમાં પડી એતો જાય તણાતું, એ દુઃખ મુજથીતો નથી રે
ખમાતું. રે પ્રભુ૦
ભકત વત્સલ પ્રભુ ગીરિવરધારી, વારે ચડો તુર્ત વખત
વિચારી. રે પ્રભુ૦

---

૫

જલમાં તણાઇ જતું મૃગલીનું બચ્ચું ભરતને હાથ લાગવાથી થયલો આનંદ.

રાગ દીનકે દયાલ છાંડી કોન શરણ જાઉં.

સુંદર મૃગ બાળ છે, શું શોભીતું મજાનું;
દેખિતું આનંદ રૂપ, ને ઘણુંજ નહાનું. સુંદર૦

વિયોગ માતનું થતાં, બહુજ એ રૂવે છે;
કૌતુકિ સમસ્ત દ્રષ્ટિથી, બધું જુવે છે. સુંદર૦
ઉછેરતાં વિવેકથી, વળી થશેજ મોહટું, .
ખુશીથી અહિ હરેફરે, એમા ન કંઈજ ખોટું. સુંદર૦
એવા વિચારથી, વધી ગયો અતી પ્રમાદ,
તેમાંથી ભર્તને મળ્યો, કેવો મહા પ્રસાદ. સુંદર

---

૬

## ભરત વિલાપ.

### રાગ બનજારો.

તરછોડી ગયું મૃગ ક્યાંહિ, હું પ્રાણુ તજું પલ માંહી,
સુખ દુઃખનો તું મુજ સાથી, ભલું કંઇ ન થયું તુજમાંથી;
અરે શું કરૂં ધ્યાન ઉર ધરૂં, પ્રભુનુ આંહિ. હું પ્રાણ૦
ફૂરી ફૂરી આશ્રમ મેં જોયું, કરી સાદ કંઠ પણ ખોયું;
થાકી હું ગયો પ્રાપ્ત નવ થયો, તદપિ તું ભાઇ; હું પ્રાણ૦
બહુ બાગ બગીચા જોયા, પ્રભુ ભજન વીના દીન ખોયા;
કલા થઇ અસ્ત થયો તું, મસ્ત ગયો વટલાઇ. હું પ્રાણ૦
સુખથી મૃગ નામ ઉચરતાં, પછે ભરત રહ્યાં તરફડતાં;
સ્વર્ગમાં વાસ થયો ત્યાં ખાસ, બન્યા ગુલ ત્યાંહી. હું પ્રાણ૦

---

૭

## મૃગયોનીથી થએલો પશ્ચાતાપ.

### લાવણી.

પ્રભુ ગતિ વિલક્ષણ ખરી, કહુંછું પૂરી કથા વિસ્તારી;
સત્સંગ તણું ફળ, તુર્ત પ્રાપ્ત કરનારી.
મૃગથી મૃગનો અવતાર, ભરતને આવ્યો;
સંક્ષેપ માંહી સો સાર, કહી સમજાવ્યો.
મેં સ્નેહ તણાં ફળ, ખુબ ખુશીથી ચાખ્યાં;
કંઇ રહ્યું ન બાકી કયાંય, દુઃખ બહુ સાંખ્યા.
પૂરી પ્રભુ મળવાનો માર્ગ, એજ હું ઝાલું;
હવે કદી કોયને કરૂં, નકી નહિ વહાલું.
વૈરાગ્ય થકી તે કથા, શ્રવણ ત્યાં કરતાં;
પ્રભુ ઇચ્છાથી મળી જાય, ઉદર ત્યાં ભરતાં.
અવધી પુરી ત્યાં થતાં, નદીને તીરે;
પડી જળમાં દીધા પ્રાણ, ભરતજી વિરે.
કુળ બ્રાહ્મણના ઘર, જન્મ ફરી પણ લીધું.
જયરામ કહે ગુણ ગાઇ, તરો ભવ સીંધુ.

---

૮

## ભરતનો નિશ્ચય.

દોહેરા.

પુર્વ તણાં સાધન બળે, સ્મર્ણ રહ્યું તે વાર;
ભુલ થવા પામે નહિ, હવે પછી કોઇ વાર; ૧
નહિ વર્ત્તું જડ રૂપમાં, નક્કિ જો નીરધાર;
ફંદ પડું માયા તણે, માટે કરૂં વિચાર. ૨.
ભણવા મૂકયા ભર્તને, ગુરૂ તણાં ઘર માંય;
કંઇ પણ નવ ફાવ્યા પછી, દીધાં તજી ઉપાય. ૩.
ચીંતા અસ્ત થયા બહુ, મુકી મનની હામ;
ઉરાડવા પંખી તણું, સોંપ્યું ત્યાં શુભ કામ. ૪.

---

૯

## દેવીને આપવા ધારેલું ભરતના બળીદાન વિષે.

સાર્દુલ વિક્રિડીત.

રાજા ચોર તણોજ, એક દીવસે સંતાન ઇચ્છા થકી;
દેવીને બળી ભોગ, શુદ્ધ મનથી દેવા કર્યું છે નકી.
શોધે છે પશુની સમાન, નરને કયાંથી જડે ના જડયો;
એવામાં જડભરત તેની નજરે, વેગેથી આવી ચડયો.

જેને ભાન રહ્યું નથીજ, આ શરીરનુ એવા મહા સંતને,
બાંધીને પકડયો દયા ન ધરતાં, ઇચ્છી રહ્યા અંતને.
દેવીના મંદીર વિષે લઇ જતાં, આશા શું રાખી અરે;
દેખીને જડભરતના શરિરને, કોપ્યાજ કાળી ખરે.
રે દુષ્ટો શીર શું કર્યું તમ તણું, ઇચ્છો મહા પાપને;
સત્વર હું મુજ ક્રોધ અગ્ની બળથી, કોપી દઉં શ્રાપને;

---

૧૦

## મહાકાળીનો કોપ.

### રાગ ક્ષત્રીકલંક.

દુષ્ટો પાપી તમે ન કર્યો વિચાર, મૃત્યું તમારૂં આવી રહ્યું રે.
લાવ્યા શુદ્ધ સંત કેમ મારે દ્વાર. મૃત્યુ૦
મારા મનમાં તો થયો છે સંતાપ. મૃત્યુ૦
જાણે ભરાયું પુરેપુરૂં તો પાપ. મૃત્યુ૦
એમ કહી ખડ્ગ ધરિ છેદ્યાં શીશ મૃત્યુ૦
માતાજીને તો ચડી છે અતી રીશ. મૃત્યુ૦
પછી રૂધીરનું કરી ત્યાં તો પાન, પસન્ન માતાજી તો થયાં રે;
કર્યું ચોસઠ બેનીની સાથે ગાન. પ્રસન્ન૦
પછી ભરતને કહ્યું એણીપેર. પ્રસન્ન૦
તમે સધાવો તમારે હવે ઘેર. પ્રસન્ન૦

---

૧૧

## કપીલાશ્રમ વિષે રહુગણનું જવું.

છપ્પા.

સિંધુ સૌવિર દેશતણા નૃપતી જે કહીએ.
રાજા રહુગણ નામ લક્ષમાં વાતજ લઇ એ,
પ્રજા તણા પ્રતિપાલ પુન્ય પરમારથ પ્રીછે,
મેળવવા શુભ જ્ઞાન શ્રવણ આદિકથી ઇચ્છે,
વળી ભુપતિ ભાવથકિ જવા, પ્રયાણ તત્પર ત્યાં કર્યું;
જયરામ કહે આનંદ ઉર, રાજા પૂર્ણ મને ધર્યું.

---

૧૨

છપ્પા

રહ્યા સજી સુખપાલ સેવકો રૂડી રીતે,
ભરી મનમાં ઉત્સાહ થકી સૌ પ્રરણ પ્રીતે,
ચઢી પોતે સુખપાલ તુર્ત ભૂપતિ સધાવ્યાં,
પ્રજા મળી પ્રત્યક્ષ પ્રીય પુષ્પોથી વધાવ્યા,
વળી ગુણ નૃપના ત્યાં ગાય છે, યાચક જન ટોળે મળી;
જયરામ કહે મુની આશ્રમ જતાં, મળી ગાય સવચ્છિ ભલી;

---

૧૩

## જડભરતનું વેઠે પકડાવું.

છપ્પા.

માર્ગ જતાંમાં ત્યાંય થાક પામ્યો એક ભોઇ,
શકેન ચરણે ચાલિ રહ્યો મુખ સામું જોઇ,
તુરત શોધવા ગયો તેમાંથી કોઇ એક દૂત,
તેવામાં જડભરત મળ્યો તેને મજબુત,
વળી પાલખિમાં બેસી કરી, તુરત રવાના ત્યાં થયાં;
જયરામ કહે જડભરને, વચન નૃપતિએ શું કહ્યાં.

૧૪

## રહુગણનો ક્રોપ.

દોહરા.

ચગદાતાં જીવજંતુઓ, બચાવવા નીરધાર;
નજરે જોતાં ભરતજી, ચર્ણ ધરે ત્યાં સાર.
રાય તણી જે પાલખી, વક્ર થતાંની વાર;
પુરપતિ પોતે બોલીઆ, મુખે વદી ધિક્કાર.
સુણી રાયના વચન ત્યાં,સેવકો કહે મહારાજ;
વાંક ગણો નહિ અમ તણો, સત્ય કહું શિરતાજ.
નગ્ન પુરૂષના સંગથી, થયા અમારા હાલ;
કહે રાયજી એહને નર સીધો તું ચાલ.

---

૧૫

## રહુગણે કરેલો ધીકકાર.

રામ સ્મરાવા રામ સદોહિત એ રાગ.

ભાર લાગે છે અપાર અરે શું નર ભાર લાગે છે અપાર ટેક૦

અંગ તારૂં અતી દુર્બળ દિસે છે વ્યાધિથી થયો શું લાચાર
અરે શું૦

છો જીવતો કે મુવો તરતમાં કે માઠા થયા સમાર અરે શું૦

સત્ય કહી દે વાત તું સાચી અકલનારે ગમાર અરે શું૦

કઠોર શબ્દ સુણી ભુપતિના ભર્ત બોલ્યા તેણીવાર અરે શું૦

૧૬

## ભરતે આપેલો બોધ.

રાગ હિંચનો.

ખાલી જીકર ન કરશો નકામી મદાંધ પણે બુદ્ધિ તમારી
નાશ પામી,

માટીનું શરીર મૃતિકાની પાલખી શુદ્ધ મટોડીથી જગત
રહ્યું જામી. મદાંધ૦

ભારિછે દેહ એમ જો કદાપી માનુતો પછી ભારમાં રહે
ન કાંઇ ખામી મદાંધ૦

વસ્તુતાએ જડ દેહ સત્ય કરી માનતા ખરો જાણવો
તેનેજ પૂર્ણ કામી. મદાંધ૦
જયરામ કહે જડભર્તના ચરણમાં રાય રહુગણ રહ્યા
શીશ નામી. મદાંધ૦

૧૭

## રહુગણે માગેલી માફી,

### ગજલ.

અપરાધ મારો ક્ષમા કરો રૂષીરાજ હું ચરણે નમું,
રૂષીરાજ હું ચરણે નમું શીક્ષા જે કરો તે સુખે ખમું. અપરાધ૦
ઓળખી શકયો નહિ આપને પ્રાપ્ત હું થયો મહા પાપને,
કરૂણા કરી જો ઉગારશો તો હું જાણું ચંદ્રમાં છે સમુ.
અપરાધ૦

ડરૂંના કદી ઇંદ્ર વજ્રથી મહાદેવજીના ત્રીશુળથી,
કાળ શત્રુ સાંમું જો થાય તો તેની સાથ હું ખુશીથી રમું.
અપરાધ૦

બળ પ્રાક્રમ એવું છે છતાં વિપ્ર વંશને શુભ લેખતાં,
દ્રષ્ટિથી દુઃખી એમ દેખતાં કાય સિદ્ધ સહુ કરીને જમું.
અપરાધ૦

— —

૧૮

## રહુગણનો પશ્ચાતાપ

કવ્વાલી.

દિઠાં મેં તો મહાજ્ઞાની તમારી ધન્ય છે વાણી,

પ્રભુનાં વાકય છે કેવાં મટાડે દુઃખને તેવા, ઘટાડે કર્મની
કહાણી. તમારી૦

ન જાણું શાસ્ત્રની રીતી ગયો છે જન્મ સૌ વિતી, સુખો સંસા
રના માંણી. તમારી૦

ક્રિયા સૌ ચીત્તની ખોટી કરી ભૂલો અતી મોટી, પછી ચિંતા
કરે છાની. તમારી૦

સ્ફુરે છે એ હવે મનમાં જવું સૌ ત્યાગીને વનમાં, ન રાખું
કંઈજ એંધાણી. તમારી૦

પછી ભર્તે કહ્યું શું ત્યાં કહે જયરામ તે અહિઆ, તર્યાં કે
રીતથી પ્રાણી. તમારી૦

---

૧૯

## ભરતે કરેલો ઉપદેશ.

રોળાવૃત.

દુર્બળતા કે પુષ્ટપણું અભીમાન થકી છે,

નીશ્ચય છે જડ દેહ નાશ તેનુંજ નકી છે,

ભાર વહે છે કોણુ કોણુ તેના છે કર્તા,
અવિનાશી વિણુ કોઇ બીજો છે નહિ જગકર્તા.
વળી આત્માથી આ શરીરનું, કશો સંબંધન લેખી
જડભરત કહે ભૂપત સુણો, દુર્બળ પુષ્ટ ન દેખીઃ

૨૦

દોહરા.

શુભ ચરીત્ર જડભર્તના, જે વાંચે નરનાર;
ભક્તિમાં વૃદ્ધિ થતાં, રહે પ્રભુપર પ્યાર.
હરતાં ફરતાંને વળી, કરતાં ઘરના કામ;
પ્રેમ ધરો પ્રભુ ચર્ણમાં, કહે કવિ જયરામ.

સમાપ્ત.